# સીતાહરણ નાટકનાં ગાયનો.

રચનાર,

ઠા૦ દામોદર રતનસી સોમાણી.

ગીતી.

ભવજલથી તરનારી, શ્રવણ કથનમાંય છે મોક્ષકારી ;
આનંદિત નેત્રોને, લીલા શ્રીરામની નીરખિકારી.



મુંબઈ;

સુબોધપ્રકાશ છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૪૦. સને ૧૮૮૪.

કિમ્મત ૧ આનો.

२०७६

# સારી ચાય, સસતો ભાવ.

## ચીનાઈ.

| | કિમ્મત રતલના | રૂ. | આ |
|---|---|---|---|
| ફ્લાવર પીકુ નંબર ૧ | ... ... ... | ૨ | ૦ |
| ફ્લાવર પીકુ „ ૨ | ... ... ... | ૧ | ૮ |
| સુપરફાઇન રોઝ પૌચાંગ | ... ... ... | ૧ | ૪ |
| સમશાની ચાય નંબર ૧ | ... ... ... | ૧ | ૪ |
| સમશાની ચાય „ ૨ | ... ... ... | ૦ | ૧૪ |
| સુપરફાઈન પૌચાંગ ... | ... ... ... | ૧ | ૦ |
| ફ્લાવરી આરેંજ પીકુ | ... ... ... | ૧ | ૦ |
| ફેમીલી મીકસચર ... | ... ... ... | ૦ | ૧૪ |
| ફાઇનેસ્ટ સેન્ટેડ આરેંજ પીકુ ... | ... ... | ૦ | ૧૨ |
| ઇમપીરિયલ કેસો કોંગો | ... ... ... | ૦ | ૧૨ |
| સૌચાંગ ... ... | ... ... ... | ૦ | ૧૨ |
| કેસૌ કોંગો... ... | ... ... ... | ૦ | ૧૦ |
| કોંગો ... ... | ... ... ... | ૦ | ૯ |

## હીંદુસ્થાની ચાહ.

| | | રૂ. | આ |
|---|---|---|---|
| કાંગ્રાવેલી ફ્લાવરી આરેંજ પીકુ | ... ... | ૧ | ૮ |
| કાંગ્રાવેલી એકસ્ટ્રા ફાઇન આરેંજ પીકુ ... | ... | ૧ | ૪ |
| કાંગ્રાવેલી એકસ્ટ્રા ફાઇન પીકુ ... | ... ... | ૧ | ૨ |
| ચાયના એન્ડ ઈન્ડિયન બેસ્ટ ક્વાલીટી દામોદર મીકસચર | | ૧ | ૨ |
| રાયલ ફેમેલી મીકસચર | ... ... ... | ૧ | ૦ |
| કાંગ્રાવેલી પીકુ સૌચાંગ | ... ... ... | ૧ | ૦ |
| કાંગ્રાવે લીસૌચાંગ .. | ... ... ... | ૦ | ૧૨ |

# सीताहरणनां गायनो.

---

## कळावंतनीओ गाय छे. ( ईश्वर स्तुति.)

પદ.

આનંદ કંદ. તું ઇશ અભીનંદન,
પ્રથમ પરમ પ્રિતે તુજ પદ વંદન—આનંદ.
તુજ ગુણ ગણ કેમ વરણી શકાએ,
કવી મતી ગતી અતીશે હારી જાએ—આનંદ.
લીલા તારી વીશ્વથી ન્યારી.
કોણ કળે તુજ શક્તિ છે ભારી—આનંદ.
અંતરજામી અવીચળ ધામી.
તુજ રચનામાં નહી કંઇ ખામી—આનંદ.

## दशरथनी सभामां कळावंतनीए गायेलुं गायन.

પદ.

હે કર કર્મ ઘણું સરવેથી, તુંજને સરજ્યું કરવાનું.
એવા ઉત્તમ કર્મ આચરે તેથી થશે ભવ તરવાનું.—ટેક.
સર્વ અંગ સાચવવા તારે ઉદરમે ઉદર ભરવાનું,
સેવાથી સૃજનાર રીઝવે ફરી ન પડે ભવ ફરવાનું.—હે કર.

પ્રિતીવડે પરમારથ કરજે અંતે એજ ઉગરવાનું,
પાણી તરસ્યા જનને પાજે દેજે ચરવણ ચરવાનું;
દીન દેખીને દાન આપજે ખરૂં પુણ્ય નહી ખરવાનું,
કહે છોટમ બહુ પુણ્ય કરે તો ઠામ મળે શુભ ઠરવાનું.—હે કર.

(છોટમકૃત કિર્તનમાળા.)

## जनकपुरीमां जनारा ब्राह्मनो गाता आवे छे.

### લાવણી.

બધા—ચાલો ચાલો સઉ હીંમતે આગળ નહી તો જાશો ચળી,
પેહલો—નહી આવું હું આગળ ભાઈ રાક્ષસ જાશે ગળી;
દોશી—સબુર બચ્ચા નહી જાતો આગળ પળમાં જાશે છળી,
બંધા—ભોગ લાગ્યા કે મંડપ આશે મરવા આવ્યા મળી.—

### ઝુલ.

પેહેલો—નથી જોવો સ્વયંવર મારે.
બીજો—હવે જઇશ તું એકલો ક્યાંરે,
ત્રીજો—ફરી રાક્ષસ આવે છે લ્યાંરે,
દોસી—હાય મુઇ હું આવી ક્યાંરે, ક્યાંરે ખાંડ ખાવા ગળી.—ચાલો.

### ઝુલ.

છોકરો—અરરર મા મને શાંત હવે ક્યાંય જાઉ,
લંગડો—ઓ ભગવાન તું મને કેની ક્યાંય સંતાઉ,
રાક્ષસ—દોડી જશો તમે સૌ ક્યાંય બધાને ખાંઉ,
લંગડો—ઓ રાક્ષસકાકા કે'તો નહી મને ખાંઉ,
રાક્ષસ— નહી ખાંઉ તો જાણીં શું ગળી.—ચાલો ચાલો,

## राम बागमां प्रवेश करतां.

### શાર્દુલવિક્રીડિત.

જો ખીલ્યા બટમોગરા વિવિધ, આ ગુલાબ ને કેતકી;
દ્રાક્ષો અંજીર શેતુરો રશ ભર્યા, અક્રોડ પસ્તાવળી;
વૃક્ષો અમૃતણાં ફળો થકી દીસે, ભૂમી શું ભેટયા વળી;
દીસે રમ્ય વસંત ઋતુથકી આ, ઉદ્યાન શોભાવળી.

## रामचंद्रजी बागमां मंदीर पासे जईने प्रार्थना करे छे.

### ગીતી.

કેશરી વાહન શોભે, ઓપે અશી કર વિશે અતી સારી;
ખપર ગ્રહી કર બીજે, દુખ હરતી સેવકના અઘહારી.
તેથી ચરણ શીશ નામી, વંદુ ગવરી અતી હું પ્રીતેથી;
સુખકરણી, દુખહરણી, ઈચ્છા પૂરણ કર મુજ હીતેથી.

## जानकी बागमां प्रवेश करतां गाय छे.

### હોરી.

ખીલ્યો વસંત બહાર,
સખી તું જો આ મનોહર બાગ ફરીને.—ખીલ્યો.
આંબેરે માંજર ઝુલી રહ્યો છે—વેલો ખીલી છે અપાર.—સખી તું.
જાઇ જુઈ ચંબેલી ખીલી છે—ભમર કરે છે ગુંજાર.—સખી તું.

## सीता मातानी प्रार्थना करे छे.

### શાર્દુલવિક્રીડિત.

હે અંબે સુખ કારણી જગતની, પીડા બધી ટાળણી;
ચારે ભુજ મહી અયુદ્ધ ધરીણી, સાર્દૂલ આરોહણી;

ભકતોને ભવતારીણી અસુરને, ખડ્ગેથી સંહારણી;
વંદુ હું પ્રીતથી સરોજ નયણી, કલ્યાણની દાયણી.

### વસંતતિલકા.

છે અંગ નાજુક ગુણે બહુ ક્રોધ ધારી,
વંદુ હું દેવી મનની પુર આશ મારી ;
દે સ્વામી કામ સમ સુંદર મુ સખીને,
આનંદ જોઉં રતી કામનું નીરખીને.

## रामचंद्रजीए बागमां झाडनी ओथे गायेलुं गायन.

### નારાચ છંદ.

ચાલ હંસની સમાન જોઇ હંસ લાજતો.
કેશરી કટીજ જોઇને ફરે છે ગાજતો.
ભમર વાંકડી કમાન સમ રૂડી શોભતી,
ચંદ્રમુખી જોઇ વાદળી આકાશે શોભતી;
નયણ દેખીને કુરંગ વનમાં ફરે ઢુકી,
આપ કામદેવ કેરૂં હારી ગયું તે થકી.

## रामचंद्रजी बागमां सीतानी सामुं जोईने गाय छे.

### ગીતી.

કુસુમ સમાન મનોહર, રક્ત ધવલ ગાલ છે અધર લાલ;
ચક્ષુ ચળકે તારા, શોભીત ભમ્મર ખરે શશી કપાલ.
મુખડું તજે ન કાંતિ, કાળે બાળે વિટાયલું તોયે ;
રવિનીજ તેજ ન છોડે, આભથકી જો છવાયલો હોય.

## रामचंद्रजी सीताने जोईने गाय छे.

કુસુમવત તારી સુંદર છબી જોતાં ચીતવૃત્તિ હરી મારી ;
પ્યારી મૃગનયણી.—કુસુમવત તારી.
નાગ પ્રમાણે વેણી ચળકે છે ;
રક્ત ધવળ ગાલ અધર દીસે છે.—કુસુમવત તારી.

## सीताजी बागमां फुल वीणे छे, रामचंद्रजी तेनी सामुं जोइने गाय छे.

### માલિની છંદ.

એનો પ્રસુન ભરથી કર એ નમે છે,
પોતાં સમાન મૃદુ પુષ્પ લઈને રમે છે ;
એ રંગ લાલ શ્રમથી વધતો ગમે છે,
તેને સરોજ સમજી ભમરા ભમે છે.
કુસુમ કળી વીણંતી અંગુળી શોભીરાજે,
મૃદુલ કળી તથાપિ સ્પર્શ થાતાંજ લાજે ;
કમળ સમ રૂપાળો હસ્ત આરક્ત શોભે,
કીશલય સમજીને પુષ્પની વેલ થોભે.

## सीताजी बागमां फुल वीणीने जवा मांडेछे राम गाय छे.

### માલિની છંદ.

શીથીલ પગ પડે છે આંમના તેમનાં જે,
નીજ સખી કર ખેંચે તેથકી જાય લાજે ;

ફરી ફરી મુખ થોડું ફેરવીને નીહાળે,
મુજમન મૃગને એ ખેંચીને બાણ મારે.

## सीताजी पुष्पनी छाबडी नाखी देछे ते वखते गाय छे.

### ભૈરવીની ગજલ.

મીઠી આંખલડી મારીને કાળજ કોરીયુંરે,
કાળજ કોરીયુંરે, ચીતડુ ચોરીયુંરે—મીઠી.
માધુરી મુરત સુરત રસીલી,
જીવ હરીને રાખ્યું ખાલી ખોળીયુંરે—મીઠી.
ચંદ્ર મુગુટ શીર—ચળકી રહ્યા છે,
હસ્તે સુંદર બાજુબંધની જોડીયુંરે—મીઠી.
ઇશ ન આશા મારી પુરે તો,
શી રીતે રેહેશે આ ખાલી ખોળીયુંરે—મીઠી.

## मंडपनी शोभामां कळावंतनीए गायेलुं गायन.

### રાગ કેરબો.

જુવો જુવોરે સ્વયંવર મંડપ જાનકીનો,
મંડપ જાનકીનો, મંડપ જાનકીનો—જુવો.
તરેહ તરેહના ચિત્રો કાડી રંગી સુંદર ભીત,
મીણાકારી કામ કર્યા છે રચના એ અદ્ભુત—જુવો.
દેશ દેશના રાજા બેઠા કરી ઉત્તમ શણગાર ;
આતુરતાથી વાટ જુવે છે ચાંપ નમાવા સાર—જુવો.

## सीताजी हाथीउपर बेसीने मंडपमां आवे छे कळावंतनी गाय छे.

### ઢાળ ઓખાહરણનો.

મુક્તા રત્ન રહ્યા શીર ખુલી, જાણે પુષ્પ ઘટે વેલ ઝુલી ;
રક્ત રંગસ્યો મુખે બીરાજે, નીચા હાસ્યથી જોઇ જોઇ લાજે.
ડોલે મદ પુરણાં માતંગી, લાંબુ અંગ અને કેડ વંકી ;
મંદ હાસ્ય કરી પદ ભરતી, પટ પાલવ લઇ રતન ધરતી.
પટ છોડીને બાહેર ડમકી, જાણે આભ માહે વીજ ચમકી ;
અમ્બુજ નૈણીના નયણનો મટકો, નોહે પ્રેમ એ બાણનો ચટકો.

## सीताजी रामचंद्रजींने वरमाळ आरोपे छे ते वखते कळावंतनीयो गाय छे.

### નીજારાભર મારારે—(એ રાહ.)

શોભે છે જોડી સારીરે, રામસીતાની.—ટેક.
મરજી હતી જેવી, જનકરાજાની ;
તેવી પુર્ણ કીધી ૠશે જાઉ બલીહારીરે.—રામ–શોભે છે.
કીરતિ તારી, વિશ્વમાં ચાલી ;
મહાન મ્હોટા ભુપ ગયા તારી પાસે હારીરે.—રામ–શોભે છે.
સર્વ બન્યુ છે, ઇચ્છાથી ઇશ્વરી ;
કામ રતી જેવા મળ્યા છે પ્રિતમ પ્યારીરે.—રામ–શોભે છે.

## राम वनमां जवानी रजा मागे छे सीता गाय छे.

નહી નહી પીયુજી એમ બોલો નહી,
વીયોગે તમારા જીવું ન અહીં—નહી.

મેહેલે રહી સુખ ચેન કરૂં હું,
આપ સહો દુખ વનરે જઇ—નહી.

## गंगानदीने कीनारे आवता राम सीताने कहे छे.

### સખી મે તટ પનીયા કેસે જાઉ—(એ રાગ.)

વહાલી તુ તો ચાલી ચાલી ગઈ થાકી—વહાલી.
કુસુમ સમાન મૃદુલ આ કાયા,
રવીના કીરણ સહી જાય કરમાતી— વહાલી.
તેથી પ્યારી ના કહી ત્યાં તુજને,
પણ તું ન માની દુખ સહેવા સાથ આવી—વહાલી.

## गंगाकिनारे बेशी सीताए गायेलुं.

મંદ વાયુની લેહરો આવે ; આવી દુખ ભુલાવે—મંદ.
જંગલ ફરતા થાક ચઢ્યો તે, ભુલવી સુખ ઉપજાવે—મંદ.
નીરમળ નીર ભર્યુ સરીતાનું, તેમાં તુરંગ ચલાવે—મંદ.
મેહેલનીમાં સુખ મળતું પીયુજી, તેથી અધીક દરશાવે—મંદ.

## गंगानदीमां होडीवाळा गांता आवे छे.

### જીવને સ્વાસ તણી સગાઈ.—(એ રાહ.)

હરીનાં પાંચકડાં ગાયેરે હરીને તાંટીયે વળગ્યાં જાયે ;
રાતું રાતું રતાળું ને બીજું રાતું ચોર,
ત્રીજું રાતું ચોરીયું ને ચોથું વગડાનું બોર—હરીનાં.
ધોળું ધોળું કબુતર ને બીજું ધોળું રૂ,
ત્રીજું ધોળું આભલુ ને ચોથું ધોળું શું ?—હરીનાં.

# भरत दशरथनां शव पासे आवीने.

## લલીત છંદ.

અરર પ્રેમથી પાળીયો મને, દિન શીશુ પીતા ગુણ શા ગણે;
સમય આખરે ધૈર્ય ના રહે, હૃદય દુખનો ભાર ના સહે.
ફિકર મારી તો રાખિને ઘણી, સુખ કર્યાં પિતા દુખને હણી;
અવગુણી શિશુ ગુણના લહે, હૃદય દુખનો ભાર ના સહે.
પ્રિતથી પાળતાં દુખ કાપતાં, જરિ દુખી થયે દુખ માનતા;
દુખ વિયોગનું જાય ના કહે. હૃદય દુખનો ભાર ના સહે.
તજિ જવું મને યોગ્ય ના પીતા, ફિકર માહરી છોડિ શું પીતા;
ધિરજ દિલમાં ના જરી રહે. હૃદય દુખનો ભાર ના સહે.
અવનિમાં હવે જીવી શું કરૂં, તમ વિયોગથી પ્રાણ ના ધરૂં;
તુજ શિશુ પિતા મર્ણને ચહે, હૃદય દુખનો ભાર ના સહે.

# सीता दशरथनुं मरण सांभळीने विलाप करे छे.

## ગરબી—ઓધવજી સંદેશો કેજો શામને—એ રાગ.

દુષ્ટ વિધાતા દુખની દાતા તું થઇ,
વૈરણની પેઠે શું લાગી હાય જો;
પુરવ જનમના પાપનો બદલો આપવા,
ખાઇ પીઇને કરવા લાગી ઉપાય જો.—ટેક.
કયા જનમના પાપ ફળ્યા આ વારમાં,
કે શું આવ્યો પૃથ્વી કેરો અંત જો;
વન વગડામાં ધિરજ લેશ ધરાય ના,
મુઝાય જીવને આવ્યો અંગે કંપજો.

સસરાજી વનમાં છોડી શું તમે ગયા,
દયા અમારી શું રાખી નહી લગાર જો;
કોણ ધીરજ હવે ધરાવસે છાતી મહી,
દુખ દરીયામાં તણાયાં આ વાર જો,
હું હીણ ભાગ્યી સેવા લેશ કરી નહી,
હતા મનમાં તો આશાના અંબાર જો;
સસરાજી દગો દેવો તમને ઘટે નહી,
તનમાં મુકીયો ધગધગતો અંગારજો.
કૌશલ્યા માતાની શી ગતી તો થશે,
વિચારે દુખ અગ્નીમાં ઘી હોમાયજો;
ધરતી આ સઘળીરે ખાવા ધાય છે,
કાળજ કેરૂં કષ્ટ નહી ઉચારાય જો.—દુષ્ટ.

## झुंपडीमांथी नीकळीने राम ईश्वरनी स्तुती करे छे.

### રાગ બીભાસ.

વંદુ દીન પતી ઉદીત ઉદાર, ઉદીત ઉદાર પતી ઉદીત ઉદાર.—વંદુ.
તીમીર વિમોચન વિશ્વ વિરોચન, જન લોચન આધાર—વંદુ.
પાછળથી નીજવૈરી વધીઓ, કાળો જે અંધકાર—વંદુ.
નિજ પત્ની પદ્મણીને આપ્યું, તેણે દુખ અપાર—વંદુ.
તે દેખી રવિ રક્ત થયા છે, અતિશય ક્રોધ વિકાર—વંદુ.
પ્રિયા પરાભવ દેખી કુળ ગુરૂ, કેમ ન થાય વિકાર—વંદુ.

## सुवर्णमृग लाववा सीता रामने कहे छे.

દોડો દોડો સ્વામી મૃગ લાવી દ્યો,
મારીને એ મૃગ સોનેરી ઈચ્છા પુરો મારી—દોડો.

તેના ચર્મની પ્યારા રૂડી કાંચળી મારે કરવી,
વનકેરી નીશાની ઘેરે લઇ જાવા સંઘરવી—દોડો.

## सीतानुं हरण थवाथी राम नदीने पुछे छे.

### દોંડી.

દે સરીતા વધાઇ મુને સારી, નીર આવી જો હોય પિવા પ્યારી;
કમળ નેત્રો અધર જેના રાતા, પુષ્પ ભાસે ષડપદી મોહી જાતા.

### માલિની.

(પર્વતને) પરવત વદ વે'લો જાનકી કયાં છે મારી,
ન કહિશ તો બાણે મૃતિકા થાશે તારી ;
રીશ કરી તું પરે હું વ્યોમ માર્ગે ચડાવી,
મુજ કર બળ જોશે તાંહરે શોક લાવી.

## सीता वियोगमां राम गाय छे.

હે પ્રિયે તું જવાબ દે હાંસી ન એવી કીજીએ—ટેક.
શોક અગ્નિ પેટી હૃદયમાં ઝટ શાન્તિ તેની કીજીએ—હે પ્રિયે.
મુખચંદ્ર તુજ જોવા થકી મમ મન ચકોર સુકી થતું,
તેની ઉપર નિર્દય થઈ અધવચ તજી નવ દીજીએ—હે પ્રિયે.
હતી આશા તુજમાં મારી તોપણ ગઈ તું કેમ પ્યારી,
કરી જખમ હૃદય કારી પછી ન છોડી દીજીએ—હે પ્રિયે.

## राम जंगलमां गाय छे.

### રાગ મલ્હાર.

પ્યારી મારી ગઈ તું ક્યારે, પ્રાણ દેહ તજી કેમ ગ્યાંરે.—પ્યારી.
નયણ વીશે નીર ધાર વહે છે, બળતે હૃદયે ફરૂં હું કયાંરે.—પ્યારી.

## ગજલ.

પ્રિયા મુજ પ્રાણ પ્યારીરે, ગઈ તું ક્યાંય છોડીને;
જીવનનું વૃક્ષ જે મારૂં, ગયું તે કોણ તોડીને.—પ્રિયા.
અરે તું તેજ આંખ્યોનું, ભુજાનું બળ તું મારૂં;
તોડીને પ્રેમની દોરી, ગઈ તું ક્યાંય ઉડીને.—પ્રિયા.
ચળકતું રત્ન પત્નીમાં ભુષણ તું છે સતી કેરૂં;
અરે આરામ મુજ મનમાં, ગઇ તું ક્યાંય છોડીને.—પ્રિયા.
દયા કરી તું પ્રભુ આ વાર, મેળવ એ મુજ તણો આધાર;
હૈયાનો હાર એ મારો, ગયું તે કોણ તોડીને.—પ્રિયા.
જાચુ નામીને તુજને શીશ, પ્રીયાં છે કયાં તું કે જુગદીશ;
ન કર બાળક ઉપર રીસ, કહું છું હસ્ત જોડીને.—પ્રિયા.

## सीताजी अशोकवनमां राम वियोगमां गाय छे.

### દીલ છીન લે ગયા—(એ રાહ.)

સ્તવન કરૂં છું ઇશ હું નીજ હસ્ત જોડીને,
સ્વપને ન દેખાય રામ ઇચ્છે નયણ મળવાને—સ્તવન.
(સાખી) હત ભાગ્ય અતી માહરાં, જગકર્ત્તા તું કાપ;
શક્તી સહન કરવા નથી, અસુર દુખનો તાપ;
અસુર દુખનો તાપ પ્રભુ તું કાપ દોડીને.—સ્તવન.
નયણ વેરી મારાં થયાં મૃગ મેળવવા આશ;
છુટી પડાવી પીયુ થકી માટે કરૂં તુજ નાશ;
માટે કરૂં તુજ નાશ હું નીજ હસ્ત ફોડીને.—સ્તવન.

ચીત તણાતું આલીયું ચિંતા સાગર માંહે,
મેઘ પડે દુખડાતણો રસ્તો ન દીસે ક્યાંય;
રસ્તો ન દીસે ક્યાંય મેળવ રામ હોડીને.—સ્તવન.
ઓ પીયુ પેલે તેં કરી અતિશય મુજથી પ્રીત,
પાછળથી વીસરી જવું નહિ તુજને ઉચ્ચિત;
નહિ તુજને ઉચ્ચિત રે'વું વચન તોડીને.—સ્તવન.

## सीता ईश्वर प्रार्थना करे छे.

### લાવણી.

છે અખિલ બ્રહ્માંડે એક પ્રભુ તું સાચો.
ભીન્ન ભીન્ન ધરી રૂપ ખેલ રચ્યો ખાસો;
વસે દેહમાં તુંજ વેદમાં તું છે.
પવન પાણીમાં તુંજ વૃક્ષમાં તું છે;
નહી તુજવીણ ખાલી ઠામ નામ તુંજ સાચું.
પુર આશ મારી તું નાથ એવું હું જાચું.
પ્રભુ નાથ વિયોગે ઘાત કરૂં હું હાથે.
દેજે ભવોભવ એજ પતિ મુજ માથે.

## सीता आशोकवनमांथी जाती वखते.

### શાર્દુલવિક્રીડિત.

કો જાણે હું અભાગણી અઘ હશે, શ્યાં શ્યાં કર્યા તે ભવે;
દહાડો રાત બળી અરે જુલમ આ, ક્યાં સુધી સહેવો હવે;
તેમાં એ દશકંઠ દુષ્ટ કુવચને, મુજને કહે જે અહીં;
દાઝેલા તનને વીશે વીષસરો, લાગે છે મુજને સહી.

## लक्ष्मणनी मूर्छा वेळा रामे गायलुं गायन.

**વનચર વીરા વધામણી.**—(એ રાહ.)

લક્ષણવંતારે લાડકા મુજ ભ્રાત પાવન,
ઉત્તર કેમ દેતો નથી શું વીચારે છે મન.—લક્ષણ.
ઉધાચળે રવી આથમે શેષ છોડે ભુભાર,
તોએ ન મુજને પરહરે મારા પ્રિય લગાર—લક્ષણ.
જેવુંરે જળ ગંગાતણું તેવું નિરમળ મન,
આવે સમે કેમ મુખથી નથી વદતો વચન.—લક્ષણ.
વચન સુણી તુજ ભાઈનું પ્રીતે નેત્ર ઉઘાડ,
નહીં તો મરીશ તુજ આગળે મમ જીવનહાર.—લક્ષણ.

**લલીત છંદ.**

વદન તુજતણું મંદ તો થયું, શરીર ચાલતું શાંત થઇ ગયું;
નયણ ખોલું હું બંધ થાય તે, અરર તન તજી જીવ જાય છે.
શું મુખ લઈ હવે જાઊં હું ઘરે, અહિં તજી ખરા ભાઇને અરે,
જનની એ તણી પુછસે તીઆં, જીવન માહેરૂં ખોયું તે કીયાં.
ઉત્તર શો પછી આપવો તહીં, મરણ તે થકી સારૂં તો અહી.

## रामना सैन्यमां वैद्ये गायेलुं गायन.

**રાગ ઈંગ્રેજી** (ઓફ ઓલ્ડ લોંગસેન.)

સાંભળો કીરતી મારી કહું છું હું મોહોડેથી આજ,
આ નગરીમાં હું છું સઉથી મોટેરો વઇદરાજ.—ટેક.
બુટી મારી સઉથી સારી ખાવામાં કહેવાય,
ખાનારો જન જલદી જલદી જમપુરીમાં જાય—સાંભળો.

તાવની ઉપર દઉ ધતુરો આંખો ઉઠે દાંભ,
કબજીઆતે અફીણ ગોળી એવાં મારા કામ—સાંભળો.
પેટ છુટેથી જમાલગોટો આપુ હું બહુવાર,
કે દુખમાંથી છુટી જાતા લાગે નહી કઈવાર.—સાંભળો.
દાંત દુખે તો પ્લાસ્ટર મારૂ છાતી ઉપર સાર,
પેચોટી પર જુલાબ દઉ હું ભારીથી બે ચાર.—સાંભળો.
ગુંમડા ઉપર અર્ગ આપવો મરચાંનો બે ભાર,
ગાંડાને હું ભાંગ આપું છું દીવસમાં દસવાર.—સાંભળો.
ઓસડ મારૂં સઉથી સારૂં પ્રિતે જે જન ખાય,
એક દીવસમાં હુશીઆર થઇને જમપુરીમાં જાય.—સાંભળો.

## मंदोदरी रावणने कहे छे.

દુખ કાં વોરો છો તમે પ્રાણપતી વહાલા,
જીત્યા નહી જાય એ છે શુર મતવાલા—દુખ.
સતી એ સીતાને સાથે રે લઈને,
રામને શરણે જઈ કરો કાલાવાલા.—દુખ.

## बीजीवार अशोकवनमां सीता गाय छे.

**પીલુ સયાં બીદેશ ગયે.**—(એ રાહ.)

પીયુજી કેમ આવ્યા નહી, દાસીની વારેરે.—પીયુ.
જોઇ જોઈ વાટ જીવું છું, વીયોગ દુખદાહ સહી.—પીયુ.

## सीता अशोकवनमां रामने भेटती वखते.

**મોહન રશીયા આયે બગયાંમે.—**( એ રાહ. )

ધન્ય ધડી આજ પીયુજી મળ્યાંથી, સફળ આશ મુજ થઇ થઇ.—
આ પેરે આવી લીધી બચાવી, દુરદશા દુર ગઇ ગઈ.—ધન્ય

## अशोकवनमां राम गाय छे.

### લાખ રૂપઈયેકી ઝુલની હમારી.—( એ રાહ. )

આજ આનંદની વરસી છે એલી.—આજ.
શત્રુને શાશન કરી મેળવી છે પ્યારી,
સેના આનંદીત કરે હર્ષ કેરી.—આજે.

### માલિની છંદ.

હવે ન રાખો મન શત્રુ શંકા, પાળો સુખે ધર્મ ધરી સ્વલંકા;
સહાયતા જેવી કરી હમારી, તેવી વધો કીરતી સદાય તારી.

### સમાપ્તીએ ગીતી.

ગૌબ્રાહ્મણ પર પ્રિતી, રાખી સ્વરાજ્ય કરો સુરીતિથી;
ભય રાખી ભરતાનો, સઘળી કરણી કરો સુનીતિથી.
કરશે જન જે જેવું, મળશે ફળ તેહને તરત તેવું;
નાશ થયો રાવણનો, રાજ ગયું એ અધર્મનું કેવું.



| | રૂ. | આ. |
|---|---|---|
| ઇન્ડિયન કોંગો ... ... ... ... | ૦ | ૧૦ |
| બ્રોકન મીકસચર ... ... ... ... | ૦ | ૧૦ |
| મુંબાઈ કાશી દરેલી ... ... ... ... | ૦ | ૧૦ |

તે શિવાય દરેક જાતની ચાહેમાં વાપરવાની ખાંડ, કાશી, સાબુચોખા, તાપીઓકો, આરારૂટ, કોરન ફ્લાવર, કોકો, મુરબો, મીગબતી, સાબુ. શીગાર, ચીરૂટ, અમેરીકન તંબાકુ. બરઝાઈ, ટરકીસ તમાકુ. ઈત્યાદિ દરેક જાતનો માલ ખાત્રી ભરેલો સસતે ભાવે મળશે, જે એક વાર લઈ જવાથીજ ખાત્રી થશે.

---

**તરેહવાર તરકી તંબાકુની શીગારેટ (કાગળની બીડીયો) શો શો નાં બાકશ નીચે લખેલા ભાવે મળશે.**

| | રૂ. | આ |
|---|---|---|
| ફીલાન્થ્રોપીક શીગારેટશ (કાગળની બીડીયો) ... | ૩ | ૦ |
| હેલન ... ... ... ... ... | ૨ | ૮ |
| પ્રીન્સ ઓફ વેલ્સ ... ... ... ... | ૨ | ૮ |
| વીક્ટોરીયા... ... ... ... ... | ૧ | ૮ |
| શુલતાન ... ... ... ... ... | ૧ | ૪ |
| લારેઝા ... ... ... ... ... | ૧ | ૦ |

**દામોદર રતનશી,**

ચીનાઈ અને હિંદુસ્થાની ચાહ વેચનાર.

કાલકાદેવીને રસ્તે મહાજનવાડી પાસે નં. ૨૭, મુંબઇ.

## આ ચોપડીઓ નિચે લખેલે ઠેકાણેથી મળશે.

| | રૂ | આ. | પા. |
|---|---|---|---|
| સીતાહરણ નાટક ... ... ... ... | ૦ | ૮ | ૦ |
| વિરસિંહ ચંદ્રિકાનો ગાયનો ... ... ... | ૦ | ૧ | ૦ |
| સીતાહરણ નાટકમાંના ગાયનો ... ... | ૦ | ૧ | ૦ |
| ઓખાહરણનો ગાયણરૂપી ઓપેરા ... ... | ૦ | ૧ | ૦ |
| કામસેન અને રસીકા નાટકમાંના ગાયનો ... | ૦ | ૧ | ૦ |
| રૂકમાણીહરણનો ઓપેરા ... ... ... | ૦ | ૧ | ૦ |
| વીરમતી નાટકનાં ગાયનો ... ... ... | ૦ | ૧ | ૦ |
| સદેવંત સાવલીંગાનો ઓપેરા... ... ... | ૦ | ૧ | ૬ |
| મહાલસાનો ઓપેરા ... ... ... | ૦ | ૧ | ૬ |
| શીરીન ફરહાદનો ઓપેરા ... ... ... | ૦ | ૪ | ૦ |
| કામસેન રસિકા નાટક ... ... ... ... | ૦ | ૮ | ૦ |
| ઇબરતે અફજા યાને ફરેબે સૈતાન ... | ૦ | ૩ | ૦ |
| સદેવંત સાવલીંગાનો ઉર્દુ ઓપેરા ... ... | ૦ | ૨ | ૦ |
| કરણઘેલા, નાટકના ગાયનો ... ... ... | ૦ | ૧ | ૦ |
| ગુલબહારે મુજફરશા ... ... ... ... | ૦ | ૨ | ૦ |
| નારાયણરાવ પેશવાનો ગાયણરૂપી ખેલ ... | ૦ | ૩ | ૦ |

કછમાંડવી—નાથારી ચાંપશી ખેમરાજ વોરાબજાર.

સુરત નાણાવટમાં—મનચેરજી જમસેદજી પોસ્ટવાળા પાસેથી.

ભાવનગરમાં—શા પાનાચંદ તેજા બુકસેલરની દુકાનેથી.

દેશાવરથી વેચવા માટે મંગાવનારને પોણેભાવે મળશે.

દામોદર રતનશી.

કાલકાદેવી—મહાજનવાડીને નાકે ના. ૨૭, મુંબઇ.